# नीति अने लौकिक धर्म विषे

## प्रश्नोत्तर.

"A Catechism of the Moral and Social Duties."

એ નામની અંગ્રેજી ચોપડીનું

ભાષાંતર કરનાર

હરગોવન દ્વારકાંદાસ કાંટાવાળા.

(વડોદરાના કેળવણી ખાતા સારૂ.)


## अमदावादमां

મામાની હવેલી મધ્યે અ૦ યુ૦ પ્રિ૦ અને
જ૦ એજન્સી કં૦ લિમિટેડના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૩૫.

કીમત રૂ૦-૨-૩

# પ્રસ્તાવના.

નામદાર વડોદરાના દિવાન સાહેબે પોતાના એક રિપોર્ટમાં જણાવ્યું છે તે યથાર્થ છે કે છોકરાંઓને બુદ્ધિની કેળવણી સાથે નીતિની કેળવણી મળવી જોઇએ. છોકરાં ભૂમીતિ ભણીને લીટી ને લીટી વચ્ચેનો સંબંધ જાણે, પણ તેઓ માણસ ને માણસ વચ્ચેના સંબંધથી એટલે મનુષ્ય પ્રત્યેના પોતાના ધર્મથી અજાણ્યાં રહે એ ઠીક નથી. આ ઉપરથી વડોદરાની નિશાળોમાં નીતિની કેળવણી ખાસ રીતે દાખલ કરવા સારૂ નામદાર દિવાન સાહેબની ખાએશથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે.

ભાષાંતર જેમ બને તેમ સેહેલું ને સમજાય એવું કરવાની કાળજી રાખ્યા છતાં પણ વિષયની કઠણાશ અને સંકોચિત ઇબારતને લીધે તે નાની વયના વિદ્યાર્થીઓ પોતાની મેળે સમજી શકશે એમ લાગતું નથી. માટે આ ચોપડી ઉપલાં ધોરણોમાં એટલે પાંચમા ને છઠામાંજ ચલાવવાની છે. શિક્ષકે દરેક શબ્દ છોકરાંને સારીપેઠે સમજાવવો; વાક્યનું પ્રથક્કરણ કરીને તેનો ખરો ભાવ તેમના દીલમાં ઉતારવો; અને વ્યવહારમાં ચાલતા પુષ્કળ દાખલા પોતે જણાવીને કે તેમની પાસેથી કઢાવીને હરેક વિષય તેમના મનમાં રમી રહે એવા કરવા. એક પાઠ પૂરો થાય એટલે છોકરાં પાસે પોતા-

ની ભાષામાં તેની મતલબ લખાવવી. તેઓ સારૂં ખોટું કામ કરે ત્યારે તે વિષે ટીકા કરતાં ચોપડી માંહેલી. શિક્ષા દેવી. શિક્ષકે પોતે આ ચોપડીનું સારી પેઠે મનન કરવું, એટલુંજ નહી, પણ પોતાની રેહેણી કરણી છોકરાં દાખલો લે એવી રાખવી જોઇએ, કેમકે જેમ "યથારાજા તથા પ્રજા" તેમ "યથા ગુરૂ તથા શિષ્ય" કહિએ તો ચાલેઃ મેહેતાજીનાં જેવાં આચરણ હોય તે પ્રમાણે નિશાળીઆ ચાલે છે.

# नीति अने लौकिक धर्म विषे.

## प्रश्नोत्तर.

## પાઠ. ૧ લો.

પ્ર. સદ્‌બુદ્ધિ એટલે શું ?

ઉ. ખરૂં ખોટું એટલે પુણ્ય કે પાપવાળું કામ જણાઈ આવે એવી આપણા મનમાં પરમેશ્વરે જે બુદ્ધિ મુકેલી છે તે. એ બુદ્ધિને વિચાર શક્તિવડે મજબુતી મળે છે, અને ધર્મવડે તે ડગે નહીં એવી દૃઢ થાયછે; આપણા નીતિ ધર્મ અથવા કર્તવ્ય કર્મ એ બુદ્ધિવડે ખોળી કઢાયછે.

પ્ર. નીતિનો સૌથી મોટો નિયમ કયો ?

ઉ. તે નિયમ એ કે બીજાઓ તરફથી આપણે જેવી વર્તણુક ઇચ્છીએ તેવી વર્તણુક આપણે તેમના તરફ રાખવી. કોઈ આપણું ભુંડું કરે તો આપણને જેવું લાગે, તેવું બીજાઓને પણ લાગતું હશે, એ વિચાર તેમની સાથે વર્તણુક ચલાવતાં આપણે રાખવો જોઈએ. એ વિષે *ગીતામાં કહ્યુંછે કેઃ—

॥ आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ॥

॥ सुखं वा यदि वा दुःखं सयोगी परमो मतः ॥

અર્થ. હે અર્જુન, પોતાને સુખ દુઃખ જેમ લાગેછે, તેમજ સર્વ પ્રાણીઓને સુખ દુઃખ લાગેછે; એમ જે જુએછે તે પુરૂષને શ્રેષ્ટ જાણવો.

પ્ર. નીતિનાં અને ધર્મનાં કર્તવ્ય કર્મ જુદાં પાડી શકાય કે નહીં?

---

* અધ્યાય છઠો. શ્લોક ૩૨ મો.

ઉ. નજ પાડી શકાય; કેમકે તેઓ એક બીજાપર એટલો આધાર રાખેછે, અને એક બીજા સાથે તેઓ એવાં ગુંથાયલાંછે કે તેમને જુદાં પાડવા મેહેનત લેવી એ અણસમજ ભરેલું અને નુકશાનકારેક છે.

પ્ર. આ તમામ કર્તવ્યોના બીજી રીતે કંઇ ભાગ પડી શકે કે નહીં?

ઉ. હા. એમના બે મુખ્ય ભાગ પડે. ૧ સ્વધર્મ, એટલે પોતા પ્રત્યે આપણા ધર્મ, અથવા આપણી ખાનગી ફરજો. ૨ લૌકિક, એટલે બીજાના સંબંધમાં આપણા ધર્મ.

પ્ર. સ્વધર્મ એટલે શું?

ઉ. જે ધર્મ મુખ્યત્વે કરીને આપણા પોતા પ્રત્યે છે, એટલે આપણું પોતાનું નિશ્ચિંતપણું ને સુખ વધારવા ભણી જેનું મુખ્ય વલણછે તે.

પ્ર. લૌકિક ધર્મ કોને કહેવા?

ઉ. સંસારના સંબંધથી જે ધર્મો ઉત્પન્ન થાયછે તેઃ સામાન્યપણે જનમંડળનું નિશ્ચિંતપણું ને સુખ વધારવા તરફ જે ધર્મોનું વલણછે તે.

પ્ર. મુખ્ય સ્વધર્મો કયા તે ગણાવો.

ઉ. સ્વચ્છતા, ઉદ્યોગ, પરહેજી (અંદાજો, પરિમિતતા), કરકસર, ધૈર્ય, સંતોષ, વિવેક (અગમ બુદ્ધિ), સહન શીલતા (સબુરી), * સમતા, વ્યવસ્થા (ગોઠવણ), સ્વપરીક્ષા, સ્વસુધારો, જીતેંદ્રિયપણું, મન મારવું (સંયમ).

પ્ર. લૌકિક મુખ્ય ધર્મ કયા?

ઉ. પરમેશ્વર અને આપણા કુટુંબ પરીવારના સંબંધમાં, તેમજ મનુષ્ય માત્રના સંબંધમાં આપણે જે ફરજો અદા

---

* હરખથી છલકાવું કે શોકથી ગભરાવું નહીં તે. સુખ દુઃખનું સમાનપણું.

કરવાની છે તે. જેમકે, આત્તામાં રહેવું, સ્વદેશહિતેચ્છા (દેશાભિમાન), સભ્યતા, કૃતજ્ઞતા, પરોપકાર બુદ્ધિ, નિષ્કપટ (સત્યશીલતા), નમ્રતા (સૌમ્યતા), પ્રમાણિકપણું, મોટુંમન, ન્યાય બુદ્ધિ.

---

## પાઠ. ૨ જો.

### સ્વધર્મ.

#### સ્વચ્છતા.

પ્ર. સ્વચ્છતા એટલે શું ?

ઉ. શરીર અને કપડાંલત્તાં મેલાં ન રાખવાની ટેવ.

પ્ર. સ્વચ્છ રહેવાની શી જરૂર ?

ઉ. આપણું મન ઘડાવ તથા નિયમિત છે એમ સફાઈ અને સ્વચ્છતા વડે માલમ પડે છે. વળી લોકો આપણા વિષે જે મત બાંધે તે ઉપર આપણે પુરતું ધ્યાન આપીએ છીએ તે એથી જણાઇ આવે છે. મલિન રહેવું એ ઘણી વાર સુસ્ત અને અનિયમિત મન તથા સ્વભાવ દેખાડે છે. કાંતો લોકોની લાગણીને આપણે ધિક્કારતા કે તુચ્છ ગણતા હોઇએ એમ મલીનતાથી માલમ પડે છે, અથવા બધાથી વિચિત્ર દેખાવાનું ડોળ કરવા જતાં આપણીજ નબળાઈ એ વડે જણાઈ આવેછે.

પ્ર. સ્વચ્છતા શરીરને લાભકારક હશે કે નહીં ?

ઉ. સ્વચ્છતાથી કપડાંનું જતન થાયછે, એટલે તેથી કરકસરનો બીજો ધર્મ પાળવામાં આપણને ટેકો મળેછે. એનો વિશેષ લાભ એછે કે તે વડે આપણા શરીરની આરોગ્યતા સંચવાય છે. સાફસુફ રહેનારા માણસ કરતાં ગંદી ટેવના માણસને ચેપી રોગ વધારે વળગે છે.

પ્ર. સ્વચ્છતા વડે આત્મિક લાભ કયા કયા થાય છે?

ઉ. શરીર શુદ્ધિથી સ્વાભાવિક રીતે આત્મિક શુદ્ધિને રસ્તે ચઢાય છે. પાપને ઘણાક મલિનપણાની ઉપમા આપે છે, અને મલિનપણાને ધોઈ નાખવાની શાસ્ત્રમાં પણ આજ્ઞા છે; માટે પદાર્થોના સ્પર્શવડે આપણા ખોળીઆને વળગેલો મેલ સાફ કરતાં પાપી કર્મના સ્પર્શે કરીને ચઢતા મેલને ધોઈ નાખવાની જરૂર પણ આપણને દીસી આવે છે.

પ્ર. કીયા કીયા દેશના લોકો સ્વચ્છતાને વિશેષ કરીને અગત્યની ગણે છે?

ઉ. સર્વે સુધરેલા દેશના લોકોએ એની જરૂરીઆત થોડી કે ઘણી ગણેલી છે; અને તેમાંના ઘણા દેશના લોકોએ (જેમકે આપણે) તેને એક ધર્મનો ભાગ માન્યો છે.

## પાઠ. ૩ જો.

### ઉદ્યોગીપણું.

પ્ર. ઉદ્યોગીપણું એટલે શું?

ઉ. જે કામમાં કે ધંધામાં આપણે પડ્યા હોઇએ તેમાં સરખી રીતે ને દ્રઢપણે મચ્યા રહેવાની ટેવ.

પ્ર. મનુષ્યદેહ ધરીને કંઇપણ કામ ન કરતાં દરિદ્રીની પેઠે સુસ્ત થઈ પડી રહેવું તે ઠીક કહેવાય?

ઉ. ના. સૌ કોઈ કામ કરવાજ સરજ્યું છે. પોતાના ગુજરાનસારૂ જેમને મેહેનત કરવી પડતી નથી, તેમને પણ પોતાની બુદ્ધિ કેળવવાની અને જનમંડળના હિતને માટે હરેક રીતે ગુંથાવાની જરૂર છે.

પ્ર. ઉદ્યોગથી શા લાભ થાય છે?

ઉ. શરીરને રોગથી અને મનને દુષ્કર્મોથી બચાવનાર ઉદ્યોગ છે. આરોગ્યતા, આનંદ, જોઇતો સંગ્રહ, સંતોષ,

સદ્‌ગુણ, અને સુખ એ સૌ ઉદ્યોગનાં ફળ છે. જેને જોઇએ તેટલો ધંધો છે તેને દુઃખી સમજવો નહીં.

પ્ર. પોતાના ગુજરાનસાર મેહેનત કરવી તે ગેરઆબરૂનું કામછે વારૂ ?

ઉ. ના. જનમંડળને હિત કરનારા મહા પુરૂષો ઉદ્યોગીજ હોય છે. ખરેખરૂં જોઇએતો જે ધંધો જાતે નીતિસરછે, અને જે અનીતિથી ચલાવામાં આવતો નથી, તે ગમેતેવો હોય તોપણ હલકો ન સમજવો. ધંધામાં લાજ નથી; ચોરી છિનાળી જેવાં અનીતિનાં કામ કરવામાં લાજ છે.

પ્ર. મનુષ્યજાતે ઉદ્યોગને કેવો માનેલો છે ?

ઉ. ઉદ્યોગને સૌથી વધારે આબરૂદાર માન્યો છે, અને આળસને હમેશ ધિક્કારેલી છે.

પ્ર. એમ કેમ ?

ઉ. કેમકે ઉદ્યમ વગર કોઈ માણસ કંઇપણ બાબતમાં ઊંચપણું મેળવી શકતું નથી. કહ્યું છે કે, **બિદ્યા ધન ઉદ્યમ વિના, કહોજી પાવે કૌન; બિન ડોલાયે ના મિલે, જ્યું પંખે કો પૌન.** (હાથ પગ હલાવ્યા વગર વિદ્યા ને ધન તે શી રીતે મળે, પંખાને હલાવ્યા વગર પવન પણ મળતો નથી) આળસથી માણસનું મન અધમ અને પશુવત્‌ થાયછે.

પ્ર. આ ધર્મ હદપાર બજાવાથી ફળ સારૂં થાય કે ખોટું ?

ઉ. આપણી તંદુરસ્તીને હરકત આવે એવી રીતે કે કોઈ ગેરવાજબી મતલબ પાર પાડવા માટે નકામી મેહેનત કદી કરવી ન જોઇએ. આ કહેવત મઝેની છે કે "માણસ કટાઇ (ખવાઈ) જવા કરતાં ઘસાઈ જાય તે સારૂં." આત્માનો ખરો કાટ આળસ છે.

પ્ર. આળસને ઘટિત રીતે કેવી ગણવામાં આવે છે ?

ઉ. સઘળા દુર્ગુણની તે માતા અથવા મૂળ છે. આઘેર

અવસ્થામાં ને ઘડપણમાં જે અધમ ને નિરર્થક આચરણ થાય છે તેનું જવાનીમાં મૂળ આળસ સમજવું.

## પાઠ. ૪ થો.

### પરહેજી.*

પ્ર. પરહેજી એટલે શું ?

ઉ. આપણા મનોવિકારને તથા તૃષ્ણાને યોગ્ય રીતે વશ રાખવાં તે; એટલે ડોળ (દંભ), સ્વપ્રીતિ, અને હરકોઈ ઇંદ્રિય સુખમાં ગરકાવ ન થવું તે.

પ્ર. નીતિધર્મોની ગણનામાં આ ગુણનો કેટલામો નંબર આવે ?

ઉ. ઘણું કરીને પેહેલો; કેમકે એ વગર સદ્‌ગુણને દોરનાર, અને દુર્ગુણને અટકાવનાર કોઈ નથી. જે મોટામાં મોટી લાલચમાં આપણું મન લપટાઇ જાય તે લાલચોનો ત્યાગ કરાવનાર આ ગુણ છે, માટે તેનામાં ઉંચપણું રહેલું છે, અને એજ કારણથી જેઓ તેને અનુભવે છે તેમને તે મોટાઈ આપે છે. પોતાની ઇંદ્રિઓને કબજે રાખી જેઓ મનોવિકારને દબાવી શકેછે તેઓનેજ સાધુ પુરૂષ સમજવા.

પ્ર. એથી શાશા લાભ થાયછે ?

ઉ. એથી મન નિર્મળ અને તન મજબુત થાયછે. વળી એથી જન્મના વ્યાધિ દૂર થાયછે કે તેમાં સારો ફેરફાર થાયછે. તે શરીરને ચંચળ કરેછે અને સ્વભાવને કોમળતા આપેછે. મન અને તન બંનેને તે ખરી સ્વતંત્રતા બક્ષેછે. સંસારમાં જે સ્થિતિ આપણે માટે નિર્માણ થઇ છે તે સ્થિતિએ ટકાવી રાખનાર પણ એજ છે.

પ્ર. બદપરહેજી વધારનાર સાધન કયાં હશે ?

---

* પરિમિતતા, અંદાજો.

ઉ. ખાવા પીવામાં અકરાંતા વેડા ( આ દુર્ગુણ સૌથી અધમ પ્રકારનો છે ), તુચ્છ વાસનાઓને તાબે થવાની ટેવ, કામ ધંધા વગર નિરૂદ્યમી રહેવું, અતિ તૃષ્ણા, અને આળસુ સ્વાર્થીઓ.

પ્ર. બદપરહેજી એટલે શું ?

ઉ. સ્વાભાવિક ઇંદ્રિય [1]સુખપર અયોગ્ય શોખ; અસાધારણ ખાવું [2]પીવું, અને ઉંઘવું; ઓઢવા પેહેરવામાં જોઇએ તે કરતાં વધારે વખત ગુમાવવો; અને મિથ્યા કે અનિયમિત વાંછનાને બેહેકાવી મુકવી એનું નામ બદપરહેજી.

પ્ર. પરહેજીની ટેવ પાડવાના સૌથી સારા ઉપાય કયા ?

ઉ. નિરૂપકારી ને નીતિની ગમતોથી પણ દૂર રહેવાનો કોઈ કોઈ વાર મહાવરો કરવો; પવિત્ર અને [3]માનસિક આનંદનો શોખ વધારવો; સઘળા જુગોના સારા ને પવિત્ર મહાપુરૂષોના દાખલા નજરે આગળ રાખવા.

---

# પાઠ. ૫ મો.

## કરકસર.

પ્ર. કરકસર એટલે શું?

ઉ. માલ મિલકતની ઘટારત વ્યવસ્થા કરવી, અને આપણી પેદાશ ને સાધનોના પ્રમાણમાં ડહાપણથી ને વિવેકથી ખરચ કરવો તે.

પ્ર. આ ધર્મ બજાવવાથી શા લાભ થાય ?

ઉ. નીતિ ધર્મમાં સૌથી કઠીણ જે મન મારવાનો ધર્મ તે એથી પ્રાપ્ત થઈ શકે. ઘણા સદ્ગુણનું એ મૂળ છે. નીતિરૂપી

---

૧ કામવાસના વગેરે. ૨ દારૂ વગેરે કેફી વસ્તુ વિષે એમાં વધારે અર્થ છે. ૩ મનની, આત્મિક.

મકાનના ચણતરમાં તે સાગોળ ( કોલ, ઈંટ પથ્થરને સાંધનાર ) ની બરાબર છે. દુર્ગુણથી રક્ષણ કરનાર તે એક કિલ્લો છે, અને ४ઉન્નતિ કે ઊંચગુણ મેળવવામાં એ અતિ અગત્યનું સાધન છે.

પ્ર. કરકસર ન કરવાથી શું નુકશાન?

ઉ. કરકસર વિના આપણે અન્યાયી થવાની મોટી ધાસ્તીમાં આવી પડીએ છીએ. હવે પછી ઇશ્વરને ત્યાં જેનો હિસાબ આપવાનો છે તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આ ગુણ વિના આપણે ઉડાઉ થઇએછીએ. કરકસરવિના બીજાની *તંગીઓ વિષે બેદરકાર, સ્વાર્થી, અને કઠણ કાળજાના થઇએછીએ.

---

## પાઠ. ૬ ઠો.

### ધૈર્ય.

પ્ર. ધૈર્ય તે શું?

ઉ. ગમેતેવી વિપત્તિ કે દુઃખ આવી પડે તે ખમવાને શક્તિમાન થવાય એવો જે જરૂરનો સદગુણ તેનું નામ ધૈર્ય.

પ્ર. ધૈર્ય ને ધર્મ શા માટે ગણવો?

ઉ. એટલા માટે કે એ વગર શાંતિ ભોગવાતી નથી, અને સુખ મળતું નથી. વળી એથી આપણે દ્રઢપણે સદ્ગુણ આચરતા રહીએ છીએ.

પ્ર. આમ કહેવાની શાબીતિ શી?

ઉ. જે કોઈ દુઃખથી ડરેછે, અથવા તેના પેહેલા દેખાવથી હબકે છે તે ભયનો ગુલામ થઈ રહે છે. તેની જીંદગી ભ્રમમાં ને ભયમાંજ ગુજરે છે. જેનો સ્વભાવ નામર્દ ને બીકણ હોય તેને દુનિયાનો દાસ સમજવો; કેમકે દુઃખ ફેડવાની તે

---

४મોટપણું. *બીજાઓને જેની જરૂર હોય તે.

પડે શક્તિ ધરાવતો નથી, અને સારૂં કરવાની તેનામાં હિંમત હોતી નથી.

પ્ર. ધૈર્યથી થતા લાભ બતાવો.

ઉ. એથી મન દૃઢ થાયછે, અને આવતું દુઃખ દૂર રાખવાને કે તેની અસર ઓછી કરવાને આપણે શક્તિમાન થઇએ છીએ. હરેક ઉમદા મનશક્તિનું તે રક્ષણ કરેછે તથા તેને મજબુતી આપે છે. આપણને દુર્ભાગ્યની સપાટાથી દૂર રાખનાર પણ એજ છે.

પ્ર. ધૈર્યના ખરા પાયા કયા ?

ઉ. ચોખ્ખું અંતઃકરણ, અને ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ.

પ્ર. એનો જરા વધારે ખુલાસો કરી શકશો ?

ઉ. જેનું અંતઃકરણ મેલું હોય તેને હમેશાં ચિંતા રહેછે કે રખેને આપણો ગુનો પકડાય ને શિક્ષા થાય. આપણા ‡ધોરણને તથા ઇરાદાને સ્વતંત્રપણે વળગી રહેવામાં ખરૂં ધૈર્ય રહેલું છે. જે પરમેશ્વરને પોતાનો મિત્ર માનેછે અને પૃથ્વી ઉપર બનતા સઘળા બનાવ ધ્યાન રાખીને નિહાળેછે તે સિંહના જેવો હિંમતવાન થાયછે.

પ્ર. ધૈર્યની ટેવ પાડવાનો શ્રેષ્ઠ ઉપાય કયો ?

ઉ. જીંદગીના સુખદુઃખનો તથા જીંદગીની કીમતનો ખરો †અડસટો કાઢવો તે.

---

‡અર્થાત્ આપણો ટેક જાળવવામાં જે ધોરણોથી આપણે ચાલવાનો નિશ્ચય કર્યો હોય તેને વળગી રહેવું. રાજા હરિશ્ચંદ્રને માથે દુઃખનાં ઝાડ ઊગ્યાં તોએ તેણે પોતાનું પણ મુક્યું નહીં. એનું નામ ધૈર્ય. †જીંદગીમાં કેવાં કેવાં સુખદુઃખ સાધારણપણે આવવાં જોઇએ તથા પોતાની જીંદગી કેટલી અગત્યની છે તેની ગણના જે પહેલેથી કરી રાખેછે તે પછીથી તેવાં સુખદુઃખ આવી પડે કે પોતાને વધારે ઓછું મળે તોપણ ગભરાતો નથી.

# પાઠ. ૭ મો.

## સંતોષ.

પ્ર. સંતોષ એટલે શું?

ઉ. જે સુખ ને ફાયદા આપણે ભોગવીએ છીએ તે જાણવાની ઘટિત અને કદરૂ બુદ્ધિને, તથા જે વિપત્તિ આવી પડે તે ધૈર્યથી ને ઈશ્વર ઇચ્છાપર નજર રાખી ખમવાના સ્વભાવને સંતોષ કહે છે.

પ્રં. અસંતોષ ક્યાંથી ઉત્પન્ન થાયછે?

ઉ. આપણા પોતા વિષે હદથી જ્યાદે ઉંચું મત બાંધવાથી અસંતોષ પેદા થાયછે, કેમકે તેથી આપણે ધારીએ છીએ કે આપણી કીમત બીજાઓ ઓછી કરેછે, અને આપણી સ્થિતિ આપણી લાયકી કરતાં નીચી છે. જ્યાં નરમાશ છે ત્યાં સંતોષ જરૂર હોય છે.

પ્ર. આ સદ્ગુણ અનુભવવામાં ક્યો સાધારણ નિયમ કામ લાગે?

ઉ. આપણે કેટલા થોડાને પાત્ર છીએ, અને એમ છતાં આપણે કેટલી વધારે મોજ માણીએ છીએ તેનો વિચાર કરવો, કેમકે તેથી આપણી સંતોષવૃત્તિ દ્રઢ થતી જાયછે.

પ્ર. સંતોષથી શા શા લાભ થાયછે?

ઉ. જે પોતાની સ્થિતિમાં સંતોષ માને છે તેનાથી અવદશા વેગળી રહે છે; તેના હૃદયમાં સ્વર્ગની શાંતિ રહે છે; તેની આસપાસની સઘળી ચીજો તેને આનંદદાયક લાગે છે; તે સૌ સાથે મળતો રહે છે, અને સૌ તેની સાથે મળતું રહે છે.

પ્ર. અસંતોષમાં શું દુઃખ?

ઉ. અસંતોષથી સ્વાભાવિક રીતે અદેખાઈ ઉત્પન્ન થાય

છે. અદેખાઈનો કીડો શરીરને કોલી ખાય છે ને જીંદગીનો નાશ કરે છે. વળી એથી આપણામાં માઠું લાગવાપણાનો ને ચીડીઆપણાનો દુર્ગુણ આવે છે, અને આવા દુર્ગુણોથી આપણે સર્વને અણગમતા થઈ પડીએ છીએ.

પ્ર. સંતોષને ધર્મ શા માટે કહ્યો હશે?

ઉ. જે સુખ આપણે ભોગવીએ છીએ તે સઘળાં સર્વ શક્તિમાન ઈશ્વરે આપેલાં છે એમ જાણીને ઈશ્વરનો આપણે ગુણ માનીએ છીએ એવું એથી જણાઈ આવે છે. હરેક ઉત્પન્ન થએલા પ્રાણીએ જેવી તાબેદારી ને કૃતજ્ઞતા તેના કર્ત્તા પ્રત્યે રાખવી જોઈએ, તેવી તાબેદારી ને કૃતજ્ઞતા જગત્કર્ત્તા પ્રત્યે આપણે રાખીએ છીએ તેવી એ નિશાની છે.

પ્ર. વિપત્તિમાં પણ સંતોષ એ એક ધર્મ ખરો કે નહીં?

ઉ. ખરો. કોઈ પણ સ્થિતિ (વિપત્તિવાળી પણ) એવી ખરાબ નથી કે જેમાં કંઈ પણ સારૂં રહેલું ન હોય; અને આ સરસાઈ કૃતજ્ઞતા બતાવવાનું અને સંતોષ રાખવાનું કારણ છે.

પ્ર. સંતોષ આપણામાં ઓછું પાણી છે એમ તો બતાવતો નથી?

ઉ. ના ના. ઇતિહાસમાં ઉત્કૃષ્ટ દૃષ્ટાંત એથી ઉલટાં માલમ પડશે; એટલે સંતોષી હોઈને પરાક્રમી મહાપુરૂષો થઈ ગએલા ઇતિહાસમાંથી મળી આવશે.

---

## પાઠ. ૮ મો.

### વિવેક.*

પ્ર. વિવેકનો તમે કેવો અર્થ કરોછો?

ઉ. આપણી સ્થિતિને શું ઘટિત અઘટિત છે તેનો આ-

---

* અગમ બુદ્ધિ.

પણને જે અનુભવ થઈ ચુક્યો હોય તે ઉપરથી આ ગુણ નીકળે છે. જે વાજબી હોય અને જેથી આપણું કલ્યાણ થાય એવું પ્રથમથી સાવધાની રાખી આચરવાની ટેવ નક્કી કરી આપનાર મનના ગુણને વિવેક કહે છે.

પ્ર. વિવેકને સદ્‌ગુણ શા માટે કહેવો?

ઉ. એટલા માટે કે આખી જીંદગીમાં એવો વખત નથી આવતો કે જેમાં વગર વિચાર્યું ને ગમે તેમ કરવા છતાં પણ આપણને આંચ ન આવે કે આપણાં કામ પાર પડવાની ઉમેદ રહે.

પ્ર. વિવેકથી શા શા લાભ થાયછે?

ઉ. એથી આપણી વટ વગેરે જળવાય છે, અને આપણી મહાન બુદ્ધિ કે પ્રતાપી સદ્‌ગુણો વખણાય છે. એ ગુણ આપણા સંસારી સ્વાર્થ સિદ્ધ કરેછે, આપણાં સદ્‌ગુણ ને આરોગ્યતા જાળવે છે, અને લોકમાં આપણને માન પમાડે છે. એ વગર કોઈ માણસનો મિત્ર તરીકે વિશ્વાસ રાખી શકાય નહીં. એ વગર સાર્વજનિક કામકાજને કોઈ યોગ્ય થતું નથી. ઘર સંસારની સુખ સાતા એ વગર ભયમાં કે હરકતમાં આવી પડે છે. પચ્છમ્ બુદ્ધિવાળા માણસની દોસ્તી કોઈ કરતું નથી, અથવા તેની દોસ્તી કરવામાં સૌ ભય સમજેછે.

પ્ર. ઘણાખરા જવાનીઆમાં આ સદ્‌ગુણ જોવામાં આવેછે કે નહી?

ઉ. ના. જુવાન અવસ્થા ઉદ્ધતાઈ અને પચ્છમ્ બુદ્ધિથી ભરેલી હોયછે; માટે નાનપણથી આપણા વડીલોના ડહાપણને તથા અનુભવને માન આપતાં શીખવું, અને તેમની સલાહને તથા અગમ બુદ્ધિને ખુશીથી તાબે થવું.

પ્ર. દુનિયામાં વિવેક અથવા અગમ બુદ્ધિ કેવી ગણવામાં આવેછે?

ઉ. લોકોમાં એનું સૌથી વધારે મહત્વછે; કેમકે એનું ચણતર

પુખ્ત વિચારથી થએલું છે, અને મનુષ્યની સમજ શક્તિનો પૂર્ણ નમુનો જે ડહાપણ તેની સાથે એ નિકટનો સંબંધ ધરાવેછે.

પ્ર. વિવેકના પાયા કીયા કીયા રાખવા ?

ઉ. આપણા દરેક કર્તવ્યને અંતઃકરણથી માન આપવું, અને આપણા મતને દૃઢપણે વળગી રહેવું. આ બે પાયા ઉપર આ ગુણનું ચણતર ચણવું. જો એમ નકર્યું તો એજ વિવેક અધમ થઈ લુચ્ચાઈ અને આપસ્વાર્થ માત્ર શીખવશે.

---

## પાઠ. ૯ મો.

### સહન*શીલતા.

પ્ર. સહનશીલતા એટલે શું ?

ઉ. સહનશીલતા એ એવી ટેવ છે કે જે વડે બડબડ કર્યા વગર દુર્દૈવ સહન કરી શકાય, હાયવરાળ કર્યા વગર શરીરની વેદના ખમી શકાય, બીજાથી થતી વેદના ઠપકો આપ્યા વગર વેઠી શકાય, ચીડાયા વગર ખંડન એટલે પ્રતિપક્ષીનાં વેણ સાંખી શકાય, અને બીજાની ખરાબ ચાલ ટીકા કર્યા વગર સહન કરી શકાય.

પ્ર. એને કર્તવ્ય કર્મ શામાટે ગણેછે ?

ઉ. એટલા માટે કે એથી ઉલટો સ્વભાવ રાખવો તે સર્વ શક્તિમાન ઈશ્વરના સામા થવા બરાબર છે; કારણ તેની આજ્ઞાથી કે તેની રજાથીજ સઘળાં દુઃખ આપણા ઉપર આવી પડે છે.

પ્ર. સહનશીલતાથી શા શા લાભ થાયછે ?

ઉ. માથે આવી પડેલી આપત્તિ એથી ઓછી થાયછે. આ-

---

*ધીરજ, સબુરી.

પત્તિમાં મન શાંત રાખવાથી જરૂરી મેહેનત કરવાને અને ફાવતી જોગવાઈ સાધી લેવાને આપણે શક્તિમાન થઈએ છીએ. જરૂરની મેહેનત અને ફાવતી જોગવાઈના ઘટિત ઉપયોગવડે આપણે ઘણું કરીને પાછા સારી સ્થિતિમાં આવી શકીશું. સહન શીલતાથી શરીરની વેદનાનું જોર કમી થાય છે, અને શરીરનો બાંધો નિરોગી ને વધારે કૌવતવાળો થાયછે.

પ્ર. એથી થતા બીજા ફાયદા તમે બતાવી શકોછો ?

ઉ. સહન શીલતાથી ઘણું કરીને દુશ્મનનું જોર કમી થાયછે, ને જુલમી માણસ પણ [1]ઓશીઆળો થઈ જાયછે. જેમનું સારૂં મત મેળવવા જોગ હોય તેમના તરફથી સારૂં મત આપણને સહન શીલતાથી પ્રાપ્ત થશે.

પ્ર. સબુરીને કેટલાક ઉતરતી જાતનો સદ્ગુણ કેમ ગણેછે વારૂ ?

ઉ. કેમકે આપણી પ્રકૃતિમાં જે ગર્વિષ્ટ વૃત્તિઓ રહેલી છે તેમની પંક્તિમાં તે બરાબર આવી શકતી નથી. કદાચ એ ધૈર્ય કરતાં પણ મંદ અને બીજા ઘણા ગુણ કરતાં ઓછી પ્રતાપી હશે, તોપણ તે સૌથી વધારે ઉપયોગી સદ્ગુણ છે એમ સમજવું.

પ્ર. ધૈર્યમાં ને એમાં શો તફાવત ?

ઉ. ધૈર્યને કેટલેક દરજ્જે [2]સાર્વજનિક સદ્ગુણ ગણી શકાય, અને તેનો ઉપયોગ મોટે મોટે પ્રસંગેજ થાયછે. સહન શીલતાને ઘરસંસારી સદ્ગુણ કહી શકીએ, અને તેનો ખપ ઘડીએ ઘડીએ પડેછે. કેટલાકમાં ધૈર્યનો ગુણ સર્વોત્તમ છતાં પણ તેમનામાં સહનશીલતાનો ગુણ ઘણો કમી હોય એમ

---

૧ ખશીઆણા અથવા ભોંઠા પડેછે. ૨ જાહેર, ઘરગથુ નહીં પણ લોકોપયોગી.

બનેછે. સૌથી શ્રેષ્ટ માણુસ તેજ કે જેનું મન સદા સર્વદા શાંત ને સ્વસ્થ રહેછે.

---

## પાઠ. ૧૦ મો.

### સમતા.

પ્ર. સમતા કોને કહીએ ?

ઉ. મનની નિરાશા અને મનની તૃષ્ણા એ બંનેશી જે અલગ છે તે.

પ્ર. એને ધર્મ શા માટે ગણવો ?

ઉ. કારણ કે એ વગર હદ પાર ઘસડાઈ જવાની મોટી ધાસ્તી રહેછે. એ વગર પોતાને દોષ દેવાની, સંસારમાં નિષ્ફળતા મેળવવાની ને ગુના કરવાની પણ ધાસ્તી રહેછે.

પ્ર. સમતા શામાં રહેલીછે ?

ઉ. જેમ અસુખને અણચિંતવ્યાં દુ:ખની સ્થિતિને માટે સહન શીલતાછે, તેમ સુખ સાતાની સ્થિતિને માટે સમતાછે. આપણી ઇચ્છા વાંછના, આપણાં આચરણ, આપણા મોજ શોખ, અને આપણા મનોવિકારને બરાબર હદમાં રાખવાની અંદર સમતાનો ઉપયોગ છે.

પ્ર. આ કર્તવ્ય કારણ પૂર્વક છે એમ સાબીત કરો.

ઉ. કોઈ પણ ક્રિયાનો પેહેલો અંકુર આપણી ઇચ્છાઓ ને ચાહનાઓ છે, માટે તેઓ જો ખરાપણાની ને સદ્ગુણની હદ ઉલંઘન કરે તો આપણે અંતે નિરાશ થવું પડે, એટલુંજ નહીં પણ આપણે પાપ પણ કરવું પડે. જો આપણાં આચરણમાં આપણે હદથી બહાર જઇએ તો આપણી તંદુરસ્તી તથા મુખ્ય કરીને આપણા સદ્ ગુણનો ભંગ થાય; કેમકે હદથી પાર જવા જતાં આપણું અંતઃકરણ કે આપણા ધર્મ

(શાસ્ત્ર) કબુલ ન કરે એવે રસ્તે ચાલવાની આપણને લાલચ થાયછે.

પ્ર. આપણા મોજશોખને અને મનોવિકારને તે કેવી રીતે અસર કરેછે?

ઉ. મોજશોખ ને મનોવિકારમાં હદપાર ડુબવાથી આનંદ, આરોગ્યતા, ને નિરપરાધીપણાનો નાશ થાયછે. કૃપાળુ ઇશ્વરે જે કંઈ આપેલું છે તેનો ઉપયોગ ડાહ્યો ને સારો માણસ ઉપકાર સાથે કરશે; તે ઇંદ્રિય સુખનો દાસ ન થવામાં સંભાળ રાખશે; અને સલામત ને સુખરૂપ એવો જે સમતાનો ગુણ તેને તજી ન દેવાને તે સાવચેત રહેશે.

---

# પાઠ. ૧૧ મો.

## [1]વ્યવસ્થા.

પ્ર. વ્યવસ્થા એટલે શું?

ઉ. આપણા સઘળા ધંધા રોજગારમાં નિયમિત ગોઠવણ. એ વડે હરેક કામને યોગ્ય સ્થળ અને પુરતો વખત આપી[2] શકાયછે.

પ્ર. એને ધર્મ ગણવાનું શું કારણ?

ઉ. કારણ એ કે ગોઠવણ વગર જીંદગીની કોઈ પણ સ્થિતિને આપણે જોઇએ તેવી ઉપયોગી કરી શકતા નથી. વ્યવસ્થા વગર ગડબડાટ થઈ રહેછે. જ્યાં બહારની પણ ગરબડ છે ત્યાં મન પણ શાંત ને ગુંચવણ વગરનું રહેવું મુશ્કેલ છે.

---

૧ ગોઠવણ. ૨ હરેક કામ કયાં અને ક્યારે કરવું એની જો બરાબર ગોઠવણ કરી રાખી હોય તો તે કામ સારી રીતે ને નિયમપુર્વક થાયછે.

એવે વખતે મન જે કંઈ કરવા ધારશે તે ફતેહમંદીથી પાર પડવું અશક્ય છે.

પ્ર. વ્યવસ્થાની સામે કોઈવાર વાંધો લેવામાં આવેછે તે કયો?

ઉ. એવું કહેવામાં આવે છે કે વ્યવસ્થા કંઈ ઉંચી અક્કલ બતાવતી નથી; પરંતુ તે મનનું હલકાપણું બતાવે છે.

પ્ર આ વાંધો ખરો છે?

ઉ. ના. હરેક બાબતમાં જેઓ દીર્ઘ બુદ્ધિના થઈ ગયાછે તેઓએ આ ગુણ બરાબર પાળેલો માલમ પડેછે.

પ્ર. આ વાતને ટેકો મળે એવું કાંઈ દૃષ્ટાંત આપી શકશો?

ઉ. હા. એક પ્રખ્યાત રાજકારભારીને કોઈએ પૂછ્યું કે તમે આટલું બધું કામ શી રીતે કરી શકોછો? તેણે જવાબ દીધો, "કોઈ પણ કામ એકદમ કે તેનો વખત આવ્યા વગર ન કરવાનો મે ઠરાવ કરેલો છે તેથી હું બધું કરી શકુંછું."

પ્ર. વ્યવસ્થાથી શા શા ફાયદા થાયછે ?

ઉ. સૌથી કીમતી એવા જે વખત તેનો એથી ઘણો બચાવ થાયછે. ઘણાં કામ માથે લેવાની અને તે પૂરાં કરવાની એથી શક્તિ આવેછે. એથી મન દૃઢ ને ગુંચવણ વગરનું રેહેછે, સ્વભાવ શાંત ને સ્થિર રેહેછે, સંસારી આબાદી વધેછે, અને જ્ઞાન મેળવવામાં વિશેષ મદત મળેછે.

---

# પાઠ. ૧૨ મો.

## સ્વપરીક્ષા

પ્ર. સ્વપરીક્ષા એટલે શું?

ઉ. આપણાં મત, આપણી કરણીનાં કારણ, અને આપણી ચાલ ચલગત એ વિષે ખરેખરી ને તરફદારી રાખ્યા વગર તજવીજ કરવી તે.

પ્ર. આ ફરજ તમે શી રીતે બજાવશો?

ઉ. વિશેષે કરીને મારા સ્વભાવમાં જે જે ખામીઓ હશે તે સંબંધી રાતને સમે કે એકાંતમાં હું મારા પંડને સવાલ કરી જોઈશ. વળી જે સ્વાભાવિક કે [1]પ્રસંગી મોહજાળ મને લાગવાની હશે તે વિષે પણ હું મારા મનને પ્રશ્ન કરીશ. એમ કરવાથી મારો સ્વભાવ સુધરશે, અને હું જાળમાં ફસતાં બચી શકીશ.

પ્ર. સ્વપરીક્ષાથી શા શા ફાયદા થાય?

ઉ. સઘળા જ્ઞાનમાં જે સૌથી અગત્યનું પોતા [2]વિષેનું જ્ઞાન તે એથી મળેછે. ખરૂં પુછાવો તો એનાં ફળ એવાં લાભકારક છે કે એથી આપણી સઘળી ખામીઓ તજીએ છીએ અને આપણે વધારે સારા ને ડાહ્યા થઈએ છીએ.

પ્ર. આત્મજ્ઞાન અથવા પોતાને ઓળખવાથી શા લાભ થાયછે તે બતાવો.

ઉ. પોતાની ખોડ ખાપણોથી જે માણસ માહિતગાર છે, તે જો તેમને સુધારવાને કે તજવાને યત્ન ન કરે તો તેને પોતાને પોતાની મૂરખાઈ અને નબળાઇ માલુમ પડેજ. જે પોતાને ખરેખરો ઓળખેછે તેને બીજાઓની સારી નરસી હાલતને માટે લાગેછે, બીજા વિષે મત બાંધવામાં તે વધારે અદલપણું રાખેછે, અને પોતાના [3]જાતિ ભાઈની ખોડ ખાપણ વધારે ઉદારતાથી દર ગુજર કરેછે.

---

# પાઠ. ૧૩ મો.

## સ્વસુધારો.

પ્ર. સ્વસુધારો એટલે શું?

ઉ. સર્વશક્તિમાન ઇશ્વરે જે મનની અને તનની શક્તિઓ

---

૧કોઇ પ્રસંગ-સમયને અનુસરતી, ૨ આત્મજ્ઞાન. ૩મનુષ્ય જાત.

જન્મથી આપણને બક્ષેલી છે તેને વધારવી કે પૂર્ણ કરવી તે.

પ્ર. આ ધર્મ બજાવવાનું આપણા મનમાં ઉતરે તેને માટે કારણ કીયાં કીયાં છે?

ઉ. એક તો એ કે તન મનની શકિતઓને સુધારવાનું ને તેમનો રૂડો ઉપયોગ કરવાનું આપણને પરમેશ્વરે સોંપેલુંછે, માટે તેનો હિસાબ આપણે પરમેશ્વરને ત્યાં આપવો પડશે એ નકીછે; બીજું એકે જાતી મેહેનત વગર એમાંની કોઈ પણ શક્તિ પરિપૂર્ણ થતી નથી.

પ્ર. કોઈ ભણી ગણીને વધારે હુંશીઆર થાયછે, અને કોઈ થોડો હુંશીઆર થાયછે, તેનું કારણ શું હશે?

ઉ. તેનું કારણ તેમની બુદ્ધિ કરતાં તેમની વધારે ઓછી મેહેનત અને [1]આગ્રહ છે; કેમકે શરીર શક્તિઓનો પેઠે મન શક્તિઓ પણ કસરતથી વધતી જાયછે, અને મહાવરાથી તેમાં નવા ગુણ અને કૌવત પણ આવતાં જાયછે.

પ્ર. આ ધર્મની અવગણના કરવી તે શામાટે વખોડવા લાયક છે?

ઉ. એટલા માટે જે એવું કીધાથી '[2]ઇશ્વરદત્ત બક્ષિશો તરફ આપણે ધિક્કાર કદિ નહીં તો નહીં પણ બેદરકારપણું રાખીએ છીએ એવો ભાવ તેમાંથી સમજાયછે.' વળી આપણે ગમે તેવી સ્થિતિમાં હોઇએ તોપણ એવું કીધાથી આપણે હલકા પડીએ છીએ, આપણાં કર્તવ્ય કરવાને અયોગ્ય થઇએ છીએ, અને જનમંડળને આપણે ઘણું કરીને નકામા થઈ પડીએ છીએ.

પ્ર. આ ધર્મની અવગણનાથી વિશેષે કરીને બાળકો કીયા દોષમાં પડેછે?

ઉ. તે દોષ એછે જે, માબાપે સારીરીતે પોષણ કરી શરીરને શક્તિ આપી તથા ભણાવી મનને કૌવત આપ્યું તે એવી ઉમેદ

---

૧ મચ્યા રેહેવું. ૨ ઇશ્વરે આપેલી.

ને આશાથી કે આપણે તેમાં પણ વધારો કરીને આપણું, માબાપનું, તથા લોકોનું ભલું કરીએ; તે કામ જ્યારે આપણાથી ન થાય ત્યારે માબાપે કષ્ટ વેઠી આપેલું શક્તિ રૂપી ધન ધૂળમાં નાખ્યા જેવું થાયછે.

પ્ર. સ્વસુધારો કયાં કયાં સાધનથી વધારી શકાય?

ઉ. ભણીને ઘણું ખરૂં ઉપયોગી જ્ઞાન મેળવવાથી, સદાચરણી ને ડાહ્યા માણસની સોબતથી, બારીક રીતના અવલોકનથી, સદ્ગુણી ને જ્ઞાન આપે એવી વાત ચીતથી, મહાપુરૂષોનાં સારાં મતોનું મેહેનત લઈ મનન કરવાથી, અને સ્વપરીક્ષા કરવાની ટેવ પાડવાથી.

---

# પાઠ. ૧૪ મો.

## જીતેંદ્રિયપણું.

પ્ર. જીતેંદ્રિયપણું શાને કહેછે?

ઉ. વિચાર શક્તિ અને ધર્મશાસ્ત્રે બાંધેલી હદ તોડી મનોવિકાર અને ઇંદ્રિય ભોગની વાસના જ્યારે આગળ ધપવાનું કરેછે, ત્યારે તેમને આગળ વધવા ન દેતાં લગામમાં રાખવાની જે સત્તા તેનું નામ જીતેંદ્રિયપણું.

પ્ર. આ ધર્મ બજાવવાનાં [1] પ્રયોજન શાં શાં?

ઉ. જે ભયમાં આપણે આવી પડવાના તેની ખાતરી, બદકર્મ તરફ આપણું વલણ હોય તેનું જ્ઞાન, અને આપણા ઉપર જે અનેક મોહજાળ પથરાય છે તેનું જાણપણું એ ત્રણછે.

પ્ર. આ ધર્મની કયાં જરૂર છે?

ઉ. ઇંદ્રિય ભોગની વાસના, બીજાઓ તરફના વખાણની મોટી ઇચ્છા, તામસી કે વેર લેવાની લાગણી, અને અદેખો

---

[1] કારણ કે સાધન.

કે લોભી સ્વભાવ, એ સર્વેને લગામમાં રાખવાની અંદર એની જરૂરછે.

પ્ર. જેને ખૂબ વશ રાખવો જોઇએ એવો કયો અવયવ આપણા શરીરમાં છે?

ઉ. જીભ; કારણકે એ સૌથી વધારે નિરંકુશ છે.

પ્ર. જીભને સખ્ત લગામની શા માટે જરૂર છે?

ઉ. જીભને અયોગ્ય રીતે કે બેદરકારપણે વાપરવાથી અગણિત નુકશાન થાયછે માટે.

પ્ર. એ નુકશાન ગણાવો જોઇએ.

ઉ. હરેક દુષ્ટતા જાહેર કરનાર એછે, માણસની આબરૂનો નાશ કરનાર એછે, અનેક કુટુંબ કબીલાનો સલાહ સંપ દૂર કરી કલહ કરાવનાર એ છે. હરેક હથીઆરનો ઘા રૂઝાય, પણ જીભથી પડેલો રૂઝાય નહીં. હરેક પ્રકારની ઇજા દૂર થાય, પણ આ હાડકા વગરના નુકશાનકારક સાધનથી થએલી ઇજા દૂર થતી નથી.

પ્ર. બહુબોલા સ્વભાવને હદમાં રાખવાના સારા ઉપાય કયા?

ઉ. બોલતાં પહેલાં વિચાર કરવો, ને આપણા જાતિભાઈઓને ઇજા કરવાને નહીં, પણ પરમેશ્વરની કીર્ત્તિ ગાવાને જીભ આપેલી છે એ યાદ રાખવું.

પ્ર. જીતેંદ્રિયપણું એ અગત્યનો ગુણછે?

ઉ. અગત્યનો છે એમાં શક નથી. એ વગર શ્રેષ્ઠ થવાની આશા ધૂળ મળેછે, અને અધમ પ્રકારનાં કુકર્મ કરાયછે. જે કોઈ આ ધર્મ આચરવામાં કાચો હોયછે તે સદાચરણી કદી થનાર નથી, જન મંડળમાં તે કીમતી માણસ થવાનો નહીં, અને તેના કુટુંબ કબીલામાં પણ તે મુખરૂપ નીવડવાનો નહીં.

---

# પાઠ ૧૫ મો.

## મન મારવું (સંયમ).

પ્ર. મન મારવું એટલે શું ?

ઉ. આપણાં કર્તવ્યથી વિરૂદ્ધ રીતે મોજ શોખ ફાયદો કે આબરૂ મેળવવાનું મન થતું હોય, અને આપણી સ્થિતિ અથવા દરજ્જાનો લાભ આપણા ધર્મથી ઉલટી રીતે લેવાતો હોય તેની મનને ના પાડવી તેનું નામ સંયમ અથવા મન મારવું. જીતેંદ્રિયપણા કરતાં ચઢતી જાતનો આ ગુણ છે.

પ્ર. ઉપલા સવાલનો આ પૂરો જવાબ છે કે કેમ ?

ઉ. ના. નિરપરાધી ઈંદ્રિય ભોગની વાસના અને નીતિમાન મોજ શોખને પણ તજવાનું આ ગુણ શીખવે છે, કેમકે એમ કરવાથી આપણે આપણા ઉપર પૂર્ણ અખત્યાર મેળવીએ છીએ.

પ્ર. જીતેંદ્રિયપણું અને સંયમ એમાં શો તફાવત છે ?

ઉ. પાપમાં નાખે એવા મનોવિકાર અને ઈંદ્રિય ભોગની વાસનાને લગામમાં રાખવાનું જે કામ તે જીતેંદ્રિયપણું; પરંતુ આપણો સુધારો થતો હોય કે આપણી ફરજ બજાવાની હોય ત્યારે આપણી નિરપરાધી ને વખાણવા જોગ વાંછનાઓને પણ કબજે રાખવી તે સંયમ.

પ્ર. શું આ ગુણ સહેલાઈથી મેળવી શકાય એવો છે ?

ઉ. ના. ઝાઝુ અનુભવથી અને કૃપાળુ પરમેશ્વરની સહાયતા સાથે આપણા દૃઢ નિયમની પુષ્કળ મદતથીજ એ ગુણ મેળવાય છે.

પ્ર. આપણી તુચ્છ વાંછના અને ઈંદ્રિય ભોગની વાસનાને કબજે રાખવાની શી જરૂર ?

ઉ. તુચ્છ વાંછનાને કબજે રાખવાથી આપણને મન માર-

વાની ટેવ પડેછે, અને તેવડે આપણી સદ્બુદ્ધિનો આપણે વધારે સારો ઉપયોગ કરી શકીએ છીએ. જે કોઈ તુચ્છ ભોગના ગુલામ થઈ જાયછે તેનાથી આવી પડતી હરકતો કદી પણ ટાળી શકાતી નથી.

પ્ર. સંયમના ગુણ વગર કોઇને ચાલે ખરૂં ?

ઉ. ના. કાં ગરીબ કે તાલેવર, કાં રાજા કે રંક, કાં બાળક જવાન કે ઘરડું સૌને એ ધર્મ પાળવાની જરૂરછે; કેમકે આ જગતમાં જે કંઈ ઇચ્છવા યોગ્યછે, તે એના ઉપર આધાર રાખેછે, અને પર લોકમાં જે અખંડ સુખ મળવાનું તે એનું ફળછે એ નક્કી સમજવું.

---

## પાઠ. ૧૯ મો.

## લૌકિક ધર્મ.

### પવિત્ર અથવા ઇશ્વર પરત્વે ધર્મ.

પ્ર. લૌકિક ધર્મના કેટલા ભાગ પડે?

ઉ. ત્રણ. ૧ પવિત્ર અથવા ઇશ્વર પ્રત્યે ધર્મ; ૨ કુટુંબ ધર્મ એટલે આપણાં સગાંવાહાલાં પ્રત્યેના ધર્મ; ૩ જાહેર અથવા સાર્વજનિક એટલે મનુષ્ય માત્ર પ્રત્યેના આપણા ધર્મ.

પ્ર. પરમેશ્વર પ્રત્યે આપણો પ્રથમ ધર્મ કયો?

ઉ. સઘળી દેખાતી અને ન દેખાતી વસ્તુનો કર્તા, જગતની નીતિનો *નિયંતા, અને સર્વ બનાવની વ્યવસ્થા કરનાર એક ઇશ્વરછે એવું જે માનવું તે.

પ્ર. આમ માનવાથી પરમેશ્વર પ્રત્યે આપણા બીજા કયા

---

* નિયમમાં રાખનાર, સત્તા ચલાવનાર.

ધર્મ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાયછે?

ઉ. જો આપણે પરમેશ્વરને જગતનો કર્તા ને નિયંતા માનીએ તો આપણે જરૂર કરીને તેનો ભય રાખવો, તેનાપર ભાવ રાખવો, તેની શ્રદ્ધા રાખવી, તેને શરણે રહેવું, તેની ભક્તી કરવી, અને તેની આજ્ઞા માનવી.

પ્ર. આ ઉપર ગણાવેલા ઈશ્વર સંબંધી ધર્મો આપણે અવશ્ય પાળવા જોઈએ એવો ઈશ્વરનો જે હકછે તે શાથી સમજવો?

ઉ. બનાવેલી વસ્તુ ઉપર બનાવનારનો હક છેજ. આપણને ઈશ્વરે બનાવ્યાછે, માટે બનાવેલા પ્રાણી તરીકે તેના કાયદા પાળવાને તથા તેની મરજી પ્રમાણે વર્તવાને આપણે બંધાએલા છીએ.

પ્ર. આપણે પરમેશ્વર ઉપર ભાવ શા માટે રાખવો જોઈએ?

ઉ. તેણે આપણને સરજ્યા, અને જીંદગી આપી, એટલુંજ નહીં પણ આપણા સુખ ને મોજશોખ માટે સઘળી જરૂરની વસ્તુઓ તેણે જગતમાં ભરી રાખીછે એ માટે. વળી આપણને દિન પ્રતિદિન ઉછેરનાર પણ એ છે. આપણી પાસે જે કંઈ છે, અને જે કંઈ આપણે આ ભવ કે આવતા ભવને માટે ઇચ્છીએ તે સૌ એની કૃપા ઉપર આધાર રાખેછે.

પ્ર. પ્રભુનો ભય શા માટે રાખવો?

ઉ. એટલા માટે કે તે સર્વ શક્તિમાન છે. પોતે એવો સારો, ન્યાયી, અને પવિત્ર છે કે આપણાં કર્મની યોગ્યતા પ્રમાણે આપણને તે સજા કર્યા વગર રહેવાનો નહીંજ.

---

# પાઠ. ૧૭ મો.

## શિષ્યધર્મ.

પ્ર. *ગુરૂ પ્રત્યે આપણો ધર્મ કયો.

ઉ. તેમના હુકમને માન આપવું, તેમની સલાહ શીખામણ ઉપર ધ્યાન આપવું, તેમનું માન સન્માન રાખવું, અને તેમનાપર હેત રાખવું.

પ્ર. ગુરૂ તરફ આપણે આવી વર્તણુક રાખવીજ જોઇએ એમ શા માટે ?

ઉ. કેમકે તેઓ, એક રીતે આપણાં માબાપ તુલ્ય છે, માટે આપણા ઉપર એવી વર્તણુક રખાવવાનો તેમનો હક છે એમ સમજવું.

પ્ર. ત્યારે આપણે તેમની સાથે કેવી રીતે વર્તવું ઘટે ?

ઉ. જ્યાં સુધી આપણે તેમના હાથતળે રહીએ ત્યાં સુધી જાણે આપણા ખરેખરા માબાપ હોય એવી રીતે તેમને ગણવા.

પ્ર. આપણે તેમનું સન્માન રાખીએ છીએ તે શાથી જણાય ?

ઉ. તેમના ઉપદેશ ઉપર ધ્યાન આપવાથી, તેમની સાથે અદબથી ભલાવીથી, અને તેમના વિષે વાતચિત પણ માનપૂર્વક કરવાથી. આપણે માટે તેમણે લીધેલી સંભાળ ને ફિકરના બદલામાં આપણાથી બને તેટલી તેમની સેવા કરવી, અને આપણા હેતસ્વી તથા ભલુ કરનારા તે છે એવું આપણા મનમાં હમેશાં રાખી તેમને સંભાર્યા કરવા.

---

* મેહેતાજી, શિક્ષક.

